# નવા
# હરિશ્ચંદ્ર તારામતિના ગાયનો.

રચનાર

**ભણશાલી ભગવાનદાસ લક્ષ્મીદાસ.**

———:o:———

દોહરો.

કુકર્મ તજ તું માનવી જનથી પામે કહીં સાર;
અંતે તોડી મિત્રાઈ થઈશ તું ગુનેગાર.
જ્ઞાન નહીં કોઈ ગણે ભૂતિ જન આચાર;
કવિ પદ પામ્યા પ્રેમથી થઈ મનથી હુંશિયાર.






**મુંબઈ**

ઈમ્પીરીયલ પ્રેસમાં છાપીછે.

ઈ. સ. ૧૮૮૪ સંવત ૧૯૪૦

કિમ્મત એક આનો.

૨૦૪૪

# હરિશ્ચંદ્ર તારામતિના ગાયનો.

---

## ઈશ્વર પ્રાર્થના.

( પ્રભુ મેહેર કર હમ ઉપર. ) એ રાહ.

વિશ્વના આધાર, નમીએ આ વાર;
બાળક છૈયે તારા, નિહાળી અપાર—વિશ્વ.
બધું જગત ધાર, ખાલી નહીં ઠામ:
ગુણ તારું કામ, કોએછે નિરધાર—વિશ્વ.
ઓજી દીન દયાળ, જાણીતા આધાર;
નમન કરીએ તુંને, નમી વારમવાર—વિશ્વ.
આશરે રહી તારા, જાણીને કિરતાર;
હિમ્મત હમને આપો, પામીએ આ સાર—વિશ્વ.

## ઇંદ્રની દરબારમાં કળાવંતણિઓએ ગાયેલાં ગાયન.

### બનજારા.

( હુઈ શુભો નીકલ ગયા તારા. ) એ રાહ.

હમે બાળ મળી ગુણ ગાયે, પ્રભુ પડીને તારે પાયે;
તું કરજે હમારી સાહ્યે, વધારીને બાળ મળીમાયેજી
પ્રભુ ગુણ હમે તારા ગાયે—પ્રભુ.
ગજ ગ્રહનો બંધ નિવારો, મોક્ષ આપો આગને સારોજી
અતિશય તારો મહિમાયે—પ્રભુ.
દ્રૌપદિના ચિર તેં પૂર્યાં, નહીં રાખ્યા કોઈ અધુરાજી
દાસી જાણી બેઠા રથ માંહે—પ્રભુ.

એજ રાહ.

તમે દેવના રક્ષક આધારા, દિલ જીતવી લીઓછો ત્યાગ;
આપ દીલથી દયાળું થઈને, સુખ દીધો પ્રભુ રૂડી રહીનેજી
છો તમેજ રક્ષણ હારા દિલ.

આ સભા તારી બહુ શોભે, દીપ મારૂ લોકને લોભેજી
સદા આપજ સુખ દેનારા—દિલ.

સૂર્ય ચંદ્ર સભામાં બિરાજે, ઝળકેછે શિરપર તાજેજી
શું વખાણ કરીયે તારા—દિલ.

તું દયા હૃદયમાં લાવે, સૌ મુખ નિરખવા આવેજી
છે રંગ નવા ઝળકારા—દિલ.

શણગાર તારો સૌ જોઈ, મન તુજમાં રહ્યુંછે મોહીજી
આપ ધ્યાને વસોછો હમારા—દિલ

(ગર હમને દીલ સનમકુ દીયા.) એ રાહ.

આપ રાજા છો સર્વેના દેવના પતિ;
દેવના પતિ તમે છો સેવના પતિ—આપ.
આનંદ થઈ હૃદય વિષે, હર્ષ ભરી જતિ;
ઇંદ્રાણી તારી રાણી જે, સ્વરૂપે સુંદર અતિ—આપ.
પ્રકાશ તારો જગ વિષે, જોઈ હું ખુશી થતિ;
ગિઝમાહીં આનંદ સાથ, ખુશછે જોઈ તુંજ ગતિ—આપ.
તુંજ રૂપ કાન્તી કામની, ભાસી ચિત્તની વૃતિ;
અતિ હાસ્ય મન મારૂં થયું, ગઈ તુજમાં મતિ—આપ.

(ગઈ એક બ એકનો હવા પલટ.) એ રાહ.

શુભ આ સભા સુખનો દિસે સભા તુજ તણી ખિલી રહી;
જોઈ હર્ષથી ગરક થઈ, શુધ મારી હું વિસરી ગઈ—શુભ.
આમપર મહેર રાખો રાયજી, કરજો હમારી સહાયજી;
વિનવીને લાગે પાયેજી, જગતમાંહી કિર્તી ફેલાઇ રહી—શુભ.

સુખ ચંદ્રથી શોભા ઘણી, વિશ્વામિત્ર રાજ રૂષિતણી;
ક્રોધિ આંખ લાલે નજર ભણી, જુવે ધ્યાન તેણી તરફ દઈ—શુભ

## હરિશ્ચંદ્રની રાજ્ય સભામાં અપ્સરાઓએ ગાએલું ગાયન.

( સાડેતીન પઈસે સેર મછલી ના બેચુંગી. ) એ રાહ.

રાય તારી સભાની ખૂબી ખીલી રહીછે;
ખૂબ ખીલી રહીછે, ખૂબ ખીલી રહીછે—રાય.
કિર્તી તારી સારી, દુનિયામાં બહુ ભારી;
શોભાસું છે તારી, જાણે વાડીવારી—રાય.
ચંદ્ર પ્રકાશે રહીને ઉજાસે;
જુલો જખ્મને નાસે, દુરગત સેના સારી—રાય.

## હરિશ્ચંદ્રના લશ્કરે વનમાં ગાએલું ગાયન.

ગીતિ.

વનમાં નિર્મળ જળથી, શોભે સરોવરનું અતિષય પાણી;
ફળના તરૂવર જોઇ, ચિત વૃતિ સૌની બહુ લોભાણી.
ઉજ્જડ વગડામાહીં, ભગવાં પહેરી જોગી જતિ રહેતાં;
પવનથી ભૂખ નિવારે, અતિષય સંકટ અંગ વિષે સહેતાં.
દેવાંગના દેવોની, હશે આવજા ઘણી આ સ્થળ વિષે;
રમણિય મોર બનીને, ત્રાસથી ખાવાને આવતું દીસે.
ઓપી વૃક્ષ મધુરથી, ગ્રહી રહીને વા વાયે ઉડી જાએ;
ગતિ પ્રભુની આહા! કોયલ ડાળે બેસી ફળ ખાએ.
કુમળ નેણથી નિહાળી, કાળા પીળા ગુલાબ જે ખિલતાં;
કમોદ જાર રસ રંગથી, દીસેછે સૂંદરથી બળી મળતાં.
જળ બિન્દુ કમળોથી, ડાંડ રહી નીચે ભૂંઈપર ખરતાં;
જળથી મળતાં હળતાં, આનંદી દિસે અતિષય કરતાં.

## હરિશ્ચંદ્રની છાવણીમાં અપ્સરાએ ગાયલું ગાયન.

### ગજલ.

આહા રાજા તું પર વારી જાઊં વારી જાઊંરે;
પ્રિતી તારી પાળવા હું ગુણ તારા ગાઊંરે—આહા.
હું રાજી હૃદયથી થઈ, સુંદર સ્વરૂપ જોઈ;
પાસ તુજ આવતાં અહીં, તેથી સંતોષ પામું સહી—આહા.
મન મારૂં વ્યાકુળ થયું, દિલ તુજ પાસ રહ્યું;
તારા પ્રેમ પાસ ગયું, કયારે દિલને શાન્તી દઊં—આહા.
ચિરજ મન કેમ ધરે, ચોરવા ચંચલાઈ કરે;
ઉન્મત્તેથી હરે જાણે ઝડપીને લઊં—આહા.
વાલમાં ધીર ધરો, મન મારૂં તૃપત કરો;
ચિત્તને જલ્દી હરો, મુજ હૃદયમાં સમાવું—આહા.

## નદીને કીનારે હરિશ્ચંદ્રે રોહિત પાસે ગાએલું ગાયન.

### સીતાજીના મહીનાની રાહ.

આજ પ્રાણ પ્રિયા મુજ સાથ, પ્રવાસની આશરે;
તીરસર જમુના ઝાડની હેઠ, રહેવું આજ રાતરે.
મારી વહાલી પામીશ નહી ખેદ, નથર દુઃખ મન વિષે;
નહી અર્થ ઉદાસથી એક, ફાવી શકતો દિષે.
ગઈ વસ્તું ન લાગે હાથ, નસીબ ટાલ્યું નહી ટળે,
કહેની કરીએ ઇચ્છા કેમ, તેમાં ફળ શું મળે.
જે લખ્યું તે નસીબે થાય, ભવિષ્યે કહ્યું ખરૂં;
જેમ લખ્યસે વિધાતા લેખ, વિચાર હું શુ કરૂં.
પેલા ભવના એ પાપનું ફળ, હવે આપણે ચાખસું;
રૂષિને કીધું આપણે દાન, એવું મન રાખસું.
પુત્ર માહારા અરે તું રોહીત, મેં મનથી વિચારીયું;

મુજ પૂંઠે થશે તું રાય, તે સર્વે વૃથા ગયું.
બાળપણમાં તું મારા બાળ, પડયો દુઃખ જાળમાં;
પણ સપડાઇ હાથમાં વિર, બન્યું દુઃખ બાગમાં.
પ્રિયા ચાલ તું સામેના વૃક્ષ, તિયે બેસશું હવે;
તિક્ષણ તાપથી તપતું આ રણ, જશું શાંન્ત થઈ જવે.

જંગલને રસ્તે રોહિતે ગાએલું ગાયન.

( ફીરતા હવે હમે કાંકાં. ) એ રાહ.

અરે મુજ પ્રાણથી પ્યારા, તપેછે અંગ બહું મારૂં;
રણ રેતીમાં પગેથી દાઝતાં, કંપે શરીર સારૂં—અરે.
પિતા જાઇશું અગનમાં કેમ, નથી સહેવાતો અગ્નની તાપ;
જશે મુજ પ્રાણ હવે માતા, પીતાનું અંગ તપે પ્યારૂ—અરે.
બચાવો મુજને આવાં, બળુ ભડકેછે સારૂં અંગ;
અરે ઓ હાય ઓ પ્યારી માત, દુઃખ દિલમાં બહું ધારૂ-અરે.

કાશી વિશ્વનાથમાં સાધુઓએ ગાયેલું ગાયન.

( નાથ કયેસો ગજકો બંધ છોડાયો ) એ રાહ.

પ્રભુ છે તું દિન દયાળ મોરારી,
ભક્તિ ભાવે કરીશું તારી—પ્રભુ.
જપ તપ ધ્યાન હૃદયથી ધરતા,
ભક્તિ અમે મન વિચારી;
ધ્યાનને ધરતા મુખેથી સ્મરતાં,
લેજે હમને તું ઉગારી—પ્રભુ.
વિશ્વ તું દેવા કરૂ તારી સેવા,
ભરોસો તુજપર છે ભારી;
મૂર્તિ સફળ સાથ સર્વેની કરજો,
કરશું સેવા મનથી ધારી—પ્રભુ.

## કાશી વિશ્વનાથમાં હરિશ્ચંદ્રે ગાયેલાં ગાયન.

### સાર્દુલ વિક્રીડા છંદ.

વિશ્વનાથ પતિ વિશ્વના શરણે સદા શીશ નમીને.
વરણવવારે વાર કરતાં જીભ્યા નહી થાકે ખમીને;
જગત જંજાળ કામે ફસીને વિસરે તુજને જગતદાતા.
ન પામે સુખ શાન્તી ભલી રઝળી ખોકરો ખાતા;
પિતા તુંછે પૂત્ર હુંછું શરણે સદા હું દાસ તારો,
બક્ષજે માફ કરીને કૃપાથી થયો જે અપરાધ મારો;
સેવામાં અહરનીશ તુંજની રહીશ હું ધ્યાને કરીને,
ભગવાનદાસ વિનવી કહે તુજને સદા ધ્યાને ધરીને;

( કૃપા કરજોરે દેવ મુની મહારાજ. ) એ રાહ.

રક્ષણ કરજોરે વિશ્વનાથ હમારૂં—ટેક.
અમે સ્મરણ કરીએ તારૂ,
દુઃખ હરજે પ્રભું તું મારૂં,
કરજે માહરૂ દેવ તું સારૂંરે—રક્ષણ.
શરણે થાકીને તારે આવ્યો,
કરજ કરીને ભવ ગુમાવ્યો,
તોપી હું છૂટી નહી ફાવ્યો—રક્ષણ.
કારજ એટલું મારૂં કરજે,
મારી વિંનતી ધ્યાનમાં ધરજે,
મેં ખોયુંછે મારી ગરજેરે—રક્ષણ.

( દરદે ગમ જાને મન. ) એ રાહ.

વિશ્વનાથ માહેરૂં, સારૂં સદા તું કર પ્રભુ;
પ્રાણથી હું ભમે, રખડતો ફરૂં આ પ્રભુ;
માત દે હાથરે, તું મને આ પ્રભુ;

સહાય થા દાસની, કહે શું કરૂં ઓ પ્રભુ;
ભુખથી પેટમાં, નહી અનરે ઓ પ્રભુ;
દાઝતાં દિનથી, બળતો ડરૂં ઓ પ્રભુ;
રખડતો માર્ગમાં, થાકથી ઓ પ્રભુ;
જગતમાં માનવી, ન વિસરૂ ઓ પ્રભુ.

**અગ્નિસેન લઈ જાયછે તે વખતે તારામતી**

**તથા હરિશ્ચંદ્ર ગાયછે.**

(પડું છું વિખુટો પ્રિયા વિજોગથી તારા.) એ રાહ.

હરિ—પ્રાણ તુજને તજીને, છુટે પ્રાણ આ મારા;
તારા—ધીરજ ધરાતી નથી, આ દુઃખમાં પ્યારા—પ્રાણ.
હરિ—તજીને જાતા મુજ પ્રિયા, પ્રાણ મારો જાય;
ધીરજ ધર દુઃખ માહે તું, ઉઠેછે અંગારા—પ્રાણ.
તારા—જીવતાં પ્રભુ જો રાખશે, મળસે કોઈ દીન;
મનથી જુદુ થયું આતન, તેમ આગના ભારા-પ્રાણ.
હરિ—લખ્યુ આ ભાલે નહી ટળે, દુઃખ દેખી દાઝસુ;
છુટે પડેથી દુઃખના, દીન લાગસે ખારા—પ્રાણ.

**સત્ય કિર્તીએ ગાયેલું ગાયન.**

સીતાજી મહીનાની રાહ.

અરે મુજ રાય શિરતાજ દુઃખી દીલ નવ થૈએ,
ધરી દુઃખ કદીરે રાય હસી કોઈ દીન સહીએ;
જનસૌનો લક્ષને સાર શિખામણથી ચાલીએ,
નથી સુઝતો એકે ઉપાય એવું કંઈ ભાળિએ;
પાપે એ સૌને લાવ્યા આંહી સંસાર સદા દુઃખી.
જન્મ મરણ એ ચાલ્યા જાય તેમ કોણછે સુખી;
પ્રાણી આપણે આહીંથી તઈ બાડકી દીન ગાળતાં,

તેમ કરીને વધારે છેક નથી દુઃખ ટાળવા;
રાખો વિશ્વનાથની આશ સહુ સારૂ થઈ જસે,
વિનવી કહું છું મારા રાય સારા વાના સહુ થસે.

## તારામતિએ રોહિતાસ્વને દીધેલી શીખામણ.

( કુંવરી કુંવર મારા લાડકા. ) એ રાહ.

પૂત્ર મારાને વનવિસે મોકલતાં મન અકળાય,
ચૂરે ચૂરા ફાટી થાયછે જાણે જીવડોરે જાય—પૂત્ર.
બાળ મારા તું આવની મુજ પાસરે વિર,
શિક્ષા લેને તું આ સાંભળી રાખી હૃદયથી ધીર—પૂત્ર.
માતા તારી હું આબામણી કહું તે ધરજે તું ધ્યાન,
સાથ સર્વેની સંભાળથી રાખજે મનમા સાન—પૂત્ર,
વિનવી કહું પ્રાણ તુજને સીધી વાટે તું પ્રાણ,
આડે વાટે તું અડીસમાં થઈશ જીવથી હેરાન—પૂત્ર.
ઓરે આકાશી દેવતા કરજો બાળની સંભાળ,
મોકલું છું હું તો એકલો તારે શરણે આ બાળ—પૂત્ર.
વિશ્વનાથ તુજ આશરે મુજ રંક રતન,
સંભાળ તેની રાખજો પડવે ક્યાં એ વીધન—પૂત્ર.
મુજ જીવથી વહાલો અધિકછે આવે તારે લાધિ,
દયા કરીને દયાળતું દુઃખી હાથ ઝાલિ—પૂત્ર.

## રોહિત પોતાની માતાને દીલાસો આપેછે.

એજ રાહ.

છાનીરે માતા તું માહરી રડથી હૈયું ભરાય,
મા પીડુ ભૂખ ભુ ખરે જાણે જીવડોરે જાય—છાની.
દુઃખ સખ્ખું જે નસીબમા તેતો કોને કહેવાય,
દેખીને રડતા મા તુજને મનડું મારૂ દુખાય—છાની,

લક્ષ દેજે માતા મુજપરે તોડીસ નહી મારી આશ,
મા તું ને હું બેજણ થઈ રહયાં એક બ્રાહમણના દાસ-છાની.
રડતી દેખી માતા તુજને દુઃખે હૈયું દબાય,
આગ મુકી ભડકો કરો તોએ કયાં ન સમાય—છાની.

## રોહિતને સરપે ડંસ દેવાથી કીધેલો વિલાપ.

( પીગતા હયે હમે કાંકાં. ) એ રાહ.

અરેરે હાયે તરફડતાં મરણ મારૂં રહયું આવી,
પિતાને માત જે મારા ઉછેર્યો બહુ દયા લાવી—અરેરે.
દુઃખો વેઠીને આ હાલે ફોકટ પડવું આ જંગળે,
લખ્યું એવું હશે ભાલે આ દુષ્ટે દીધો ફસાવી—અરેરે.
હશે રડતી માતા મારી રહુંછું અહીં હું પોકારી,
તે જોસે વાટ મન ધારી દયા રદયે નહી ભાવી—અરેરે.
રદય મારૂં ઉછાળાથી કરેછે જોર જવાળાથી,
વધારે દુઃખ નિરાળાથી જઈને વાત કયાં કહેવી—અરેરે.
કથી ભગવાનદાસ ડરી કહે સૌને વિંનંતી કરી,
છે અંતે આમ જાવું મરી થવે નહી ક્રુર જસો ફાવી-અરેરે.

## રોહિતના મડદા પાસે તારામતીએ કીધેલો વિલાપ.

લલિતછંદ.

અરર ઓ પ્રભુ હાય હાયરે દુઃખતો વરસું જાવું ક્યાંયરે,
અરર હાયરે ફાઠી છાતડી પૂત્ર તુજ તણી જોતી વાટડી;
રદય માહેરૂં બાળતો અતિ થશે માહેરી શી હવે ગતિ,
પતિ મુકી ગયાં પૂત્ર પાસરે પણ હવે અરે તૂટી આશરે;
દુઃખ જવાળથી રહી બળે સદા દુઃખપર વળી દુઃખ આપદા,
અરર સુખતો ગયું માહેરૂં પૂત્ર તેમ આંતથી હવે મરૂં;
પૂત્ર દુઃખમાં મને તજી ગયો મુકી મુજને સુખીઓ થયો,

તુટી માહેરી સરવે આશરે મન કરી દીધું પળમાં ઉદાસરે;
થઇ ગયા પતિ જયારથી જુદા ત્યારથી પડી મન આપદા,
અરરર દુઃખ સમુદ્રમાં ડુબી ગઇ પૂત્ર માહેરો નિરાશ થઇ ફરે.

**તારામતીએ કાશી રાજાના કુંવરને જોઇ કરેલો વિલાપ.**

(ઘરસેં ગઇ મોરી પ્યારી.) એ રાહ.

દુઃખ દિલથી ઘણું વધારે ઓ હાય કરીને મારે;
બહુ કુમળાશથી બાળક પડયોછે નિરજીવ થઇને,
દુઃખે દિન કાઢતા એટાં મૂવા હાયે જીવ દઇને,
ગરીબે દુઃખ ખમવામાં પતિ પણથી પોતે રહીને,
નહીં પણ ભૂલતાં રખડી થયુ મન દુઃખને સહીને;
બળતાં દુઃખ દીધે મારે—ઓ હાય.
નથી સૂઝતું મને કાંઇ વળે શું માહરો થાય,
ગર્ભમથી પ્રાણ અરકીનેજ આ તન એમ ઉડી જસે;
ધરીને શિર તાએ નહીં કદાપિ બાળની હાએ,
ગળામાં ઘા દિસે કેવાં મારીને આમશું નામે;
દુઃખ પડયુંછે આવુ મારે—ઓ હાય.
પતિ સ્મશાનમાં રહીને કરેછે કામ ન થાય તે,
ઉગરવાની રહી આશા નહીં ભૂખે મરેછે તે;
પ્રભુમાં આશ રાખીને ખમુછુ દુઃખ સઘળાએ,
કથી ભગવાનદાસ કહે દુઃખીને દુઃખ વધારેછે;
પિડથી તે પીડાતો જયારે—ઓ હાય.

**સ્મસાનમાં હરિશ્ચંદ્રે તથા તારામતિએ કીધેલો વિલાપ.**

એજ રાહ.

હરિ—જે લખ્યું આ ભાલે થાવું નહી પ્રિયા તેથી ઘભરાવું;
દુઃખીઆ દિલથી થાવુ ઋષીના કોપથી ઘૂરુ,
ધર્મથી વહાલું શું છે તે નથી હું જાણતો બીજું,

કુદરત આ વિશ્વમાં જન્મી પરિણામેજ આ હાલે;
પડે મરવું જનોના દુઃખ વેઠીને વિના કાળે,
તારા—ખુશી થઇને હવે મરી જાવું—નહી.
હરિ—સંકટ સહયું આ જન્મમા નિર્દોષ વાંક વિના વળી,
દગો રોહિત તેં દીધો મૂવો મા બાપને ટાળી;
છેવટ હવે આ વિશ્વમાં મુજ હાલ તુજ સાથે થશે,
આજ તલવારેથી માહરો નાશ પલમાં થઇ જસે;
તારા—થશે બંધ આંખથી દેખાવું—નહી.
હરિ—કદી બોલું નહી જૂઠું જગતમાંહીજ રહેવાને,
થશે પલમાં મરણ ત્યારે જશે જીવ જવાબ દેવાને;
લપેટાઇને માયામાં સદા નિચ કર્મથી ચાલે,
પૂરૂષ તે થઇ દુઃખી દુઃખી મરણ પામે ભુંડા હાલે;
તારા—આખરથી પડે પરતાવું—નહી.
હરિ—અજાણે પાપ જે મુજથી પ્રિયાથી જે થયા મારી,
ક્ષમા નિર્દોષને કરજે વિનતી એ કરૂં તારી;
પ્રિયા મુજ હાથથી મરસે મરીશ હું હાથથી મારે.
અરેરે અંત આ દુઃખનો જશે આવી પલકવારે;
તારા—તજી દીધું પિવું ને ખાવું—નહી.
હરિ—હેમ આ તરવાર ઊંચકે દુઃખ નહી મારૂં વધે,
ઉડાવી ધડથી ગરદનને પછી ખેંચુ રદય માંહે;
ભગવું પાપ જે બખતે ઉતાવળથી હવે મરવું,
કહે ભગવાનદાસ કથા હવે જીવીને શું કરવું;
તારા—તુજ સાન્ત લોહી આહીં સમાવું—નહી.

## સર્વે મળી છેલ્લું ગાયન ગાએછે.

### પદ.

ઇશ્વર કરેછે મહેર સજજનો પૂર્ણ થયોછે ખેલ,
સતી તારામતિએ સત્ય રાખ્યું થઇ પતિની પેહેલ—સજજનો.
સત્યથી અંતે સુખી કરીને પ્રભુએ કીધી મેહેર—સજજનો.
જુઠપણામાં ભાન ભુલીને પડે દુઃખના રેલ—સજજનો.
સત્ય સદા સુખ આપે સૌને શીખામણછે મહેલ—સજજનો.
ભગવાનદાસ પ્રિતે પોતાનું માન નહી તોલેલ—સજજનો.

# મેહેતા જમનાદાસ ભગવાનદાસની કંપનીએ
# પ્રસીધ્ધ કરેલા પુસ્તકોની વિગત.

## ઠેકાણું ભુલેશ્વર આગળ કીનારીવાલા બીહારીલાલ
## દુરગાદાસની દુકાનમાં

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| રાયલ સ્કુલ પ્રાઈમરના મિનીંગ... ... ... ... ... | ૦ | ૪ | ૦ |
| રાયલ રીડર નંબર પેહેલાના મિનીંગ (બીજી આવૃત્તિ)......... ......... ......... | ૦ | ૬ | ૦ |
| રાયલ રીડર નંબર બીજાના મિનીંગ (બીજી આવૃત્તિ)................. ......... | ૦ | ૮ | ૦ |
| રાયલ રીડર નંબર ત્રીજાના મિનીંગ......... | ૦ | ૧૦ | ૦ |
| હાવર્ડ કૃત પ્રાઈમરના મિનીંગ, તરજુમા તથા વાક્યોના ઉચ્ચાર સહિત (બીજી આવૃત્તિ) | ૦ | ૪ | ૦ |
| હાવર્ડ કૃત પ્રાઈમરના મિનીંગ ફક્ત તરજુમાં સાથે. | ૦ | ૨ | ૦ |
| હાવર્ડ કૃત અંગ્રેજી બીજી ચોપડીના મિનીંગ તરજુમા સાથે.......................... | ૦ | ૬ | ૦ |
| ફારસી આમાદન નામાનો અંગ્રેજી તથા ગુજરાતીમાં તરજુમો......... ............ | ૦ | ૨ | ૦ |
| ગુજરાતી નાટક ગાયન સંગ્રહ કે જેની અંદર ૬૦૦ કરતાં પણ વધારે ગાયનોછે...... | ૦ | ૧૨ | ૦ |
| ચંદ્રસેન ને ચંદ્રપ્રભા નાટક................. | ૦ | ૮ | ૦ |
| ચંદન મલયાગરી નાટક (બીજી આવૃત્તિ)... | ૦ | ૪ | ૦ |
| તમાશાએ ચાંદની........................ | ૦ | ૪ | ૦ |
| તોહફયે દીલફરેશા (ઉર્દૂ નઈ ઈન્દર સભા) ... | ૦ | ૪ | ૦ |
| સોબતે અસર અથવા મોહન દુઃખદર્શક... | ૦ | ૪ | ૦ |
| નકશે સુલેમાનીનો ઉર્દુ ખેલ......... ...... | ૦ | ૩ | ૧ |
| ધ્રુવ આખ્યાનના ખેલમાં ગવાતાં ગાયનો... | ૦ | ૩ | ૦ |
| રસીકાનો અતિ રમુજી ફારસ............ ... | ૦ | ૧ | ૬ |
| નવા હરિશ્ચંદ્ર તારામતીના ગાયનો... ... ... | ૦ | ૧ | ૦ |
| તોહફયે દીલપઝીર ગાયન (ઉર્દૂ નાટકના તરેહ વાર બંજારા)................ ........ | ૦ | ૧ | ૬ |

